વચ્ચેની ખીણોના અદ્દ્ભુત દેખાવો; વિશાળ ને સપાટ જમીન પર પથરાયેલા મખમલના જેવાં લાગતાં લીલાંછમ જેવાં મેદાનો; મીઠાં, સ્થિર ને શીતલ જલથી ભરેલાં, સમુદ્રસમાન દેખાતાં સુંદર સરોવરો; સર્પાકારે વાંકી ચુંકી વ્હેતી નદીઓમાં ખળખળાટ કરતી નિર્મળ પાણીની આવી રહેલી લહેરો; સતત ઘુઘવાતા ને ઉછળતા પાણીના વહી રહેલા ચસ્માઓ, ઝરણાં ને ઝરાઓ; નૈસર્ગિક ઝાડોની ઘાડી ઘટાથી ભરપૂર દેખાતાં સુંદર જંગલોના દેખાવો; થોડી મહેનતે વધારે પાક આપતી ફળદ્રુપ જમીનો; જેની બન્ને બાજુએ અવનવાં લાગતાં એવાં સફેતાનાં ઝાડોની હારો આવી રહેલી છે, એવી અદ્વિતીય ને મનોહર લાગતી માઇલોના વિસ્તાર વાળી સડકો; દરેકને માંફક આવે એવી અત્યન્ત ગુણકારી ઉત્તમોત્તમ આબોહવા; થોડા ખર્ચે મળતાં વાહનો; કમળોથી ભરપૂર તળાવો ને જળાશયોના મનોહર દેખાવો; હાઉસબોટ ને શિકારા વિગેરેમાં બેસી જેલમ નદીમાં મુસાફરી કરી ફરવાની પડતી મોજમઝા; ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર જાણનારને જાતજાતની વનસ્પતિઓ, ભૂસ્તરવિદ્યાના શાસ્ત્રને માટે અદૃશ્ય રહેલા ખનિજ પદાર્થો; જંગલી પશુપક્ષિયોનાં મખમલ જેવાં સુંવાળાં, ચળકતાં ને સુંદર દેખાવનાં રૂવાં અને પીછાંઓનું મળવું, તેમજ, વ્યાઘ્રચર્મ, મૃગચર્મ, કસ્તૂરી મૃગચર્મ, ને તેવીજ જાતનાં બીજાં ઉપયોગી ચામડાંઓ પણ આ જંગલમાંથી પૂરતા પ્રમાણમાં ટકાઉ ને ઉંચી જાતનાં મળી શકે છે.

ચિત્રકારને અનેક અવર્ણનીય ને અપૂર્વ એવા ત્યાંના કુદરતી જાતજાતના, ને સમયને અનુસરતા દેખાવોનાં ચિત્રો લેવાનાં અદ્દ્ભૂત ને ઉત્તમ સ્થળો; પ્રાચીનવિદ્યા ને ઇતિહાસના લેખકોને અત્રેનાં જૂનાં દેવાલયો કે જે પ્રાચીન સમયનું ગૌરવને અસ્તિત્વ બતાવે છે; યોગીઓ કે સાધુ પુરૂષોને માટે અરણ્યમાંની ગિરિગુફાઓનાં એકાન્ત સ્થળે રહી યોગાભ્યાસમાં નિમગ્ન બની ઈશ્વરનું એક ચિત્તે ધ્યાન ધરવાની મળતી સંપૂર્ણ સગવડતા; ભોગીઓને અનેક નાના પ્રકારનાં મોજમઝાના વૈભવો ભોગવવા માટેનાં દરેક જાતનાં સાધનો,

તેમજ રોગીઓને રોગ મટાડી નેત્ર ને મગજને તાજગી બક્ષી તંદુરસ્તીને વધારનારૂં, સ્વચ્છ આબોહવાવાળું ઠેકાણું વિગેરે કારણો-ને લીધે કાશ્મીર એક આનંદદાયક લાગે તેવું, સર્વોત્તમ સ્થળ લેખાય છે. એટલુંજ નહિ પણ કુદરતની અજબ બલિહારીની અદ્‌ભુત લીલા જોનારને ડગલે ને પગલે નવીનતા ને સુંદરતા, પણ અજાયબીમાં ગરકાવ કરી મૂકે તેવી છે. તે ઉપરાંત નવીન લાગતા, જાતજાતના, કલોલ કરતા પક્ષિઓના મધુર સ્વરોનું અત્યાનંદદાયક સંભળાતું ગાયન, ત્યાંની કુદરતી રચનામાં ઓર વધારો કરે તેવાં છે. જેથી આ અદ્‌ભુત દેશ, કુદરતની બલિ-હારીથી ભરપૂર એવા તરેહ તરેહના મનોહર દેખાવોને લીધે જનસમાજને આશ્ચર્ય પમાડે તેવો અજબકૃતિનો છે, ને તેથીજ તેને યુરોપીઅનો **હિન્દુસ્થાનનું વેનીસ** કહે છે.

આવી અનુપમ સુંદરતાવાળાં ઘણાંજ કારણો એકજ સ્થળે જમા થએલાં દુનિયાના કોઇપણ ભાગમાં જો હોય તો તે અહીંજ છે, ને તેથી તે ખરેખર ! **સ્વર્ગ** (બેહેસ્ત) યા ઇન્દ્રનું **નંદન-વન** હોય તેવો ભાસ થાય છે.

કાશ્મીરનો એક એક અપ્રતિમ દેખાવ જોતાં આપણે જાણે મૃત્યુ લોકમાંથી સ્વર્ગલોકમાં આવ્યા હોઈએ તેવો ભાસ થાય છે. ક્ષણભર સ્વદેશને પણ ભૂલી જઈએ છીએ. આવો સુંદર ને અનુપમ પ્રદેશ જાતે જઈ પ્રત્યક્ષ જોવાનો જે ભાગ્યશાળી, દૈવી મનુષ્યને સંજોગ મળે છે તેનાં ખરેખર ધન્ય ભાગ્યજ છે !

તેમજ આ પર્વતોની પરંપરાની હારમાળાની પંક્તિના મધ્યમાં લીલોછમ જેવો હરિફાળો આ પ્રદેશ અપૂર્વ, અવર્ણનીય, શોભા-યમાન ને અતિ મનોહર દેખાય છે.

આ બધા અમાનુષિક દેખાવો જોતાં, મનુષ્યને એમજ થાય છે કે આનંદ ભોગ ભોગવવાના વિલાસસ્થાનનો અનુપમ સ્વર્ગીય નંદવદન જેવો દેશ જો દુનિયાના કોઇ પણ સ્થળે હોય તો તે આ કાશ્મીરના પ્રદેશમાંજ નિઃસંશય છે.

આ દેશનું યથાસ્થિત વર્ણન લખવું એ કવિનું કામ છે. તેને માટે ગમે તેવો કવિ ગમે તેવાં વિશેષણો ને અલંકારો લખે તો પણ તેમાં અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આ પ્રદેશ **કાલિદાસ** ને **બાણભટ્ટ** જેવા સર્વોત્તમ સાક્ષર કવિઓની કાવ્ય રચનાથી વિભૂષિત થયેલો છે. તેથી જેમ **મોતીના** કંઠાના મધ્યમાં જડેલું **મૂલ્યવાન્** આબદાર **પાનાનું પદક** શોભાયમાન લાગે છે તેમ આ પ્રદેશ તેની અતિ રમણીયતાથી ભરપૂર ખુબસુરતીને કારણે તે આખી દુનિયામાં જગજાહેર થઈ સર્વોત્કૃષ્ટ બની રહેલો લેખાય છે.

છેવટમાં, પ્રિય વાંચકવર્ગ પ્રત્યે મારૂં એટલુંજ કહેવું છે કે આ અદ્ભુત ખુબીઓથી ભરપુર દેશ નિહાળી એક વખત તેનો અનુભવ લઇ, જીવનને સફળ કરો.

એ પ્રકારે હિન્દુસ્થાનમાં ગુજરાત પ્રાંતના ખેડા જીલ્લામાં આવેલા **કપડવણજ શહેરમાં નિવાસ કરનાર** વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, **બીકાનેર સ્ટેટના રાજ્ય જોશી સોમેશ્વર દ્વારકાદાસે** પર્વતેન્દ્ર હિમગિરિમાં આવેલા **કાશ્મીર દેશનું વર્ણન** ઉમંગથી સંપૂર્ણ કર્યું છે.









## પુસ્તકો મળવાનું ઠેકાણું.

**રાજ્યજોશી સોમેશ્વર દ્વારકાંદાસ.**

ઠે. ઓપેરાહાઉસ ત્રાંમટરમીનસ નવી ભટવાડી, રતીલાલ બીલ્ડીંગ,
ગીરગામ નં. ૪—મુંબઈ.

તથા

મોટા રામજીમંદીર રાવળપોર (દેશ ગુજરાત)
જીલ્લો ખેડા—મુ. કપડવંજ.